

# श्रीमद्भगवद्गीता पाठशाळा

माधव बाग



गिरगांव मुंबई ४

## संन्यासयोगः

अध्याय १८

स्थापना—विजयादशमी संवत् १९८२

[ ९२६१ ]    संवत् १९९६    [ सन १९३९



પ્રાગટ્ય માર્ગશીર્ષ શુદ ૧૧.

वक्त्राणि पञ्च जानीहि पञ्चाध्यायाननुक्रमात् ।
दशाध्यायान्भुजांश्चैकमुदरं द्वौ पदाम्बुजे ॥ १ ॥
एवमष्टादशाध्यायी वाङ्मयी मूर्तिरैश्वरी ।
जानीहि ज्ञानमात्रेण महापातकनाशिनी ॥ २ ॥

# श्रीमद्भगवद्गीतावाङ्मयी मूर्ति

## श्रीगीता



પ્રાગટ્ય માર્ગશીર્ષ શુદ ૧૧.

वक्त्राणि पञ्च जानीहि पञ्चाध्यायाननुक्रमात् ।
दशाध्यायान्भुजांश्चैकमुदरं द्वौ पदाम्बुजे ॥ १ ॥
एवमष्टादशाध्यायी वाङ्मयी मूर्तिरैश्वरी ।
जानीहि ज्ञानमात्रेण महापातकनाशिनी ॥ २ ॥



## संन्यासयोगः – अध्याय १८

अर्जुन उवाच ।

संन्यासस्य महाबाहो !, तत्त्वमिच्छामि वेदितुम् ।
त्यागस्य च हृषीकेश !, पृथक्केशिनिषूदन ! ॥१॥

श्रीभगवानुवाच ।

काम्यानां कर्मणां न्यासं, संन्यासं कवयो विदुः ।
सर्वकर्मफलत्यागं, प्राहुस्त्यागं विचक्षणाः ॥२॥

### અધ્યાય ૧૮ મો–સંન્યાસયોગ

અર્જુન બોલ્યા:–

હે મોટા બાહુવાળા ! હે ઇન્દ્રિયોને વશમાં રાખનારા ! હે કેશી દૈત્યને મારનારા ! હું સંન્યાસના અને ત્યાગના તત્ત્વને, એ વચ્ચેના તફાવતને (સારને) જુદા જુદા જાણવાને ઇચ્છું છું. ૧

શ્રીભગવાન્ બોલ્યા:–

કામ્ય (એટલે મનમાં કંઇક ફળની આશા રાખીને કરવામાં આવતાં) કર્મોને છોડી દેવાં તેને પંડિતો સંન્યાસ કહે છે અને સર્વ કર્મોનાં ફળને છોડી દેવું તેને પંડિતો ત્યાગ કહે છે. ૨

त्याज्यं दोषवदित्येके, कर्म प्राहुर्मनीषिणः ।
यज्ञदानतपःकर्म, न त्याज्यमिति चापरे ॥३॥
निश्चयं शृणु मे तत्र, त्यागे भरतसत्तम ! ।
त्यागो हि पुरुषव्याघ्र !, त्रिविधः संप्रकीर्तितः ४
यज्ञदानतपःकर्म, न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव, पावनानि मनीषिणाम् ५
एतान्यपि तु कर्माणि, संगं त्यक्त्वा फलानि च
कर्तव्यानीति मे पार्थ !, निश्चितं मतमुत्तमम् ६

---

કેટલાક બુદ્ધિમાનો બધાં કર્મો દોષવાળાં હોવાથી તજવા યોગ્ય છે એમ કહે છે, અને કેટલાક બીજાઓ યજ્ઞ, દાન અને તપરૂપ કર્મ તજવા યોગ્ય નથી એમ કહે છે. ૩

હે ભરતોમાં શ્રેષ્ઠ અર્જુન ! આ છોડી દેવાની (ત્યાગની) બાબતમાં મારો નિશ્ચય સાંભળ. હે પુરુષોમાં વાઘ સમાન અર્જુન ! ખરેખર (નક્કી) ત્યાગ ત્રણ પ્રકારનો કહ્યો છે. ૪

યજ્ઞ, દાન અને તપરૂપ કર્મ ત્યજવા યોગ્ય નથી, તે તો કરવા યોગ્ય છે. યજ્ઞ, દાન અને તપ—એ તો બુદ્ધિમાનોને પવિત્ર કરનારા છે. ૫

વળી એ કર્મો પણ સંગ (પ્રીતિ) અને ફળ તજીને કરવા યોગ્ય છે એવું, હે પાર્થ ! મારું નિશ્ચિત અને ઉત્તમ મત છે. ૬

नियतस्य तु संन्यासः, कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्यागः, तामसः परिकीर्तितः ७
दुःखमित्येव यत्कर्म, कायक्लेशभयात्त्यजेत् ।
स कृत्वा राजसं त्यागं, नैव त्यागफलं लभेत् ८
कार्यमित्येव यत्कर्म, नियतं क्रियतेऽर्जुन ! ।
संगं त्यक्त्वा फलं चैव, स त्यागः सात्त्विको मतः
न द्वेष्टयकुशलं कर्म, कुशले नानुषज्जते ।
त्यागी सत्त्वसमाविष्टो, मेधावी छिन्नसंशयः १०

હવે રોજ કરવાના કર્મનો સંન્યાસ કરવો ઘટતો નથી. મોહથી તેનો પરિત્યાગ કરવો તે તામસ ત્યાગ કહેવાયો છે. ૭

કાયાના ક્લેશના ભયથી નિત્ય કર્મને જે તજે છે, તે પુરુષ, એ પ્રકારનો રાજસ ત્યાગ કરીને ત્યાગના ફળને ન જ મેળવે. ૮

'કરવા યોગ્ય જ છે,' એમ માનીને, હે અર્જુન ! શાસ્ત્રે કહેલું જે નિત્ય કર્મ, સંગને અને ફળને ત્યજીને જ કરાય છે, તે ત્યાગ સાત્ત્વિક માનેલો છે. ૯

શુદ્ધ અંતઃકરણવાળો, બુદ્ધિમાન અને સંશય વિનાનો ત્યાગી પુરુષ, અકુશળ (કલ્યાણ નહિ કરનારા) કર્મનો દ્વેષ કરતો નથી, તેમ કુશળ (કલ્યાણ કરનારા) કર્મમાં પ્રીતિ કરતો નથી. ૧૦

न हि देहभृता शक्यं, त्यक्तुं कर्माण्यशेषतः।
यस्तु कर्मफलत्यागी, स त्यागीत्यभिधीयते ११
अनिष्टमिष्टं मिश्रं च, त्रिविधं कर्मणः फलम्।
भवत्यत्यागिनां प्रेत्य, न तु संन्यासिनां क्वचित्
पंचैतानि महाबाहो!, कारणानि निबोध मे।
सांख्ये कृतांते प्रोक्तानि, सिद्धये सर्वकर्मणाम्
अधिष्ठानं तथा कर्ता, करणं च पृथग्विधम्।
विविधाश्च पृथक्चेष्टाः, दैवं चैवात्र पंचमम् १४

અટલા માટે દહાભિમાની પુરુષ, કંઇ પણ બાકી ન રહે એવી રીતે સર્વ કર્મો તજી શકતો નથી; માટે (કર્મને તજે છે તે નહીં, પણ) જે કર્મનાં ફળને તજે છે તે ત્યાગી કહેવાય છે.

ત્યાગ નહિ કરનાર અજ્ઞાનીઓને અનિષ્ટ (ખરાબ), ઈષ્ટ (સારું) અને મિશ્ર (ભેળસેળવાળું) એમ ત્રણ પ્રકારનું કર્મનું ફળ મરણ પછી મળે છે, પરંતુ સંન્યાસીઓને કદી પણ મળતું નથી. એટલે ફળ ભોગવવું પડતું નથી. ૧૨

હે મોટા બાહુવાળા અર્જુન! સર્વ કર્મની સિદ્ધિને માટે, કર્મની સમાપ્તિવાળા વેદાંતમાં આ જે પાંચ કારણો કહેલાં છે તે તું મારી પાસેથી સાંભળ. ૧૩

અધિષ્ઠાન[૧] તથા કર્તા[૨] અને નાના પ્રકારનું કરણ,[૩] વળી નાના પ્રકારની જુદી જુદી ચેષ્ટા[૪], તેમ જ એ કારણોમાં પાંચમું દૈવ[૫] છે. ૧૪

शरीरवाङ्मनोभिर्यत्, कर्म प्रारभते नरः।
न्याय्यं वा विपरीतं वा, पंचैते तस्य हेतवः १५
तत्रैवं सति कर्तार–मात्मानं केवलं तु यः।
पश्यत्यकृतबुद्धित्वात्, न स पश्यति दुर्मतिः॥
यस्य नाहंकृतो भावो, बुद्धिर्यस्य न लिप्यते।
हत्वापि स इमाँल्लोकान्, न हंति न निबध्यते
ज्ञानं ज्ञेयं परिज्ञाता, त्रिविधा कर्मचोदना।
करणं कर्म कर्तेति, त्रिविधः कर्मसंग्रहः॥१८॥

શરીર, વાણી અને મનવડે માણસ જે વિહિત અથવા નિષિદ્ધ કર્મ કરે છે, તેનાં એ પાંચ કારણો છે. ૧૫

ત્યાં–એટલે સર્વ કર્મમાં–એ પ્રમાણે અધિષ્ઠાનાદિ પાંચ કારણો કર્તા હોવા છતાં, જે પુરુષ શુદ્ધ આત્માને જ કર્તા જુએ છે (માને છે) તે દુર્મતિ પોતાની સંસ્કાર વગરની બુદ્ધિના પરિણામે જોતો નથી–એટલે સમજતો નથી. ૧૬

જેને "મેં કર્યું" એવો અહંભાવ નથી ને જેની બુદ્ધિ લેપાતી નથી તે પુરુષ, આ લોકોને હણીને પણ હણતો નથી તથા બંધાતો નથી. ૧૭

જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા–એ ત્રણ પ્રકારની કર્મની પ્રવૃત્તિ છે, અને કરણ, કર્મ તથા કર્તા–એ ત્રણ પ્રકારનો કર્મનો આશ્રય છે. ૧૮

ज्ञानं कर्म च कर्ता च, त्रिधैव गुणभेदतः।
प्रोच्यते गुणसंख्याने, यथावच्छृणु तान्यपि १९
सर्वभूतेषु येनैकं, भावमव्ययमीक्षते।
अविभक्तं विभक्तेषु, तज्ज्ञानं विद्धि सात्त्विकम्
पृथक्त्वेन तु यज्ज्ञानं, नानाभावान्पृथग्विधान्।
वेत्ति सर्वेषु भूतेषु, तज्ज्ञानं विद्धि राजसम् २१
यत्तु कृत्स्नवदेकस्मिन्, कार्ये सक्तमहैतुकम्।
अतत्त्वार्थवदल्पं च, तत्तामसमुदाहृतम् ॥२२॥

---

જ્ઞાન અને કર્મ તથા કર્તા—એ ગુણભેદથી સાંખ્ય શાસ્ત્રમાં ત્રણ પ્રકારે જ કહેવાય છે; તેમને પણ બરાબર સાંભળી લે. ૧૯

જે જ્ઞાનવડે જુદા જુદા સર્વ ભૂતોમાં (પ્રાણીઓમાં) એક અવિભક્ત અવ્યય ભાવને (પુરુષ) જુએ છે, તે જ્ઞાનને તું સાત્વિક જાણ. ૨૦

વળી સર્વ ભૂતોમાં જે જ્ઞાનવડે પુરુષ જુદી જુદી રીતે જુદા જુદા ભાવોને જાણે છે, તે જ્ઞાનને તું રાજસ જાણ. ૨૧

વળી જે જ્ઞાન, એક જ કાર્યમાં પરિપૂર્ણ અર્થની માફક નિશ્ચયવાળું છે, યુક્તિવિનાનું છે, તત્ત્વાર્થશૂન્ય તથા અલ્પ છે, તે જ્ઞાનને શિષ્ટ પુરુષોએ તામસ કહ્યું છે.૨૨

नियतं संगरहित–मरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म, यत्तत्सात्त्विकमुच्यते २३
यत्तु कामेप्सुना कर्म, साहंकारेण वा पुनः ।
क्रियते बहुलायासं, तद्राजसमुदाहृतम् ॥२४॥
अनुबंधं क्षयं हिंसा–मनपेक्ष्य च पौरुषम् ।
मोहादारभ्यते कर्म, यत्तत्तामसमुच्यते ॥२५॥
मुक्तसंगोऽनहंवादी, धृत्युत्साहसमन्वितः ।
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः, कर्ता सात्त्विक उच्यते

ફળની ઇચ્છા નહિ રાખનારા પુરુષે રાગ અને દ્વેષ વિના સંગ રહિત એવું જે નિત્યકર્મ કર્યું, તે કર્મ સાત્ત્વિક કહેવાય છે. ૨૩

વળી સકામી તથા અહંકારવાળો પુરુષ, જે બહુ ક્લેશ આપનારું કર્મ કરે છે, તેને રાજસ કહ્યું છે. ૨૪

જેમાં પાછળથી બંધન થાય, જેમાં શક્તનો ક્ષય થાય, જેમાં કોઈ પણ પ્રકારે હિંસા થાય, અને પોતાની કામ પુરું કરવાની શક્તિનો વિચાર કર્યા વગર જે કર્મ મોહથી આરંભાય છે તે કર્મ તામસ કહેવાય છે. ૨૫

સંગથી મુક્ત એટલે નિષ્કામ, પોતાને કર્તા નહિ કહેનારો, ધીરજ અને ઉત્સાહવાળો, સિદ્ધિ અને અસિદ્ધિમાં વિકાર નહિ પામવાવાળો કર્તા તે સાત્ત્વિક કહેવાય છે. ૨૬

रागी कर्मफलप्रेप्सु-र्लुब्धो हिंसात्मकोऽशुचिः।
हर्षशोकान्वितः कर्ता, राजसः परिकीर्तितः २७
अयुक्तः प्राकृतः स्तब्धः, शठो नैष्कृतिकोऽलसः
विषादी दीर्घसूत्री च, कर्ता तामस उच्यते २८
बुद्धेर्भेदं धृतेश्चैव, गुणतस्त्रिविधं शृणु।
प्रोच्यमानमशेषेण, पृथक्त्वेन धनंजय! ॥२९॥
प्रवृत्तिं च निवृत्तिं च, कार्याकार्ये भयाभये।
बंधं मोक्षं च या वेत्ति, बुद्धिः सा पार्थ! सात्त्विकी

મમતાવાળો, કર્મના ફળની ઇચ્છા રાખનાર, લોભી, પારકાને પીડા કરનારો, અપવિત્ર, હર્ષશોકવાળો કર્તા રાજસ કહેવાય છે. ૨૭

અયુક્ત (ચંચળ ચિત્તવાળો), પ્રાકૃત (નાદાન), જડ, શઠ, પારકાને નુકસાન કરનાર, આળસુ, વિષાદી (હંમેશનો રોતલ), દીર્ઘસૂત્રી (મંદ) કર્તા તામસ કહેવાય છે. ૨૮

હે ધનંજય અર્જુન! બુદ્ધિના અને ધીરજના ગુણવડે થયેલા ત્રણ પ્રકારના સંપૂર્ણ ભેદને તું વિવેકથી સાંભળ. ૨૯

પ્રવૃત્તિને અને નિવૃત્તિને, કાર્યને અને અકાર્યને, તથા ભયને અને અભયને, તથા બંધને અને મોક્ષને જે બુદ્ધિ જાણે છે તે, બુદ્ધિ હે પાર્થ! સાત્ત્વિકી છે. ૩૦

यया धर्ममधर्मं च, कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ ! राजसी ॥
अधर्मं धर्ममिति या, मन्यते तमसावृताः ।
सर्वार्थान् विपरीतांश्च, बुद्धिः सा पार्थ ! तामसी
धृत्या यया धारयते, मनःप्राणेंद्रियक्रियाः ।
योगेनाऽव्यभिचारिण्या, धृतिःसा पार्थ! सात्त्विकी
यया तु धर्मकामार्थान्, धृत्या धारयतेऽर्जुन! ।
प्रसंगेन फलाकांक्षी, धृतिः सा पार्थ ! राजसी

જે બુદ્ધિવડે ધર્મને તથા અધર્મને, તેમ જ કાર્યને અને અકાર્યને ખોટી રીતે જાણે છે, તે બુદ્ધિ, હે પાર્થ ! રાજસી છે. ૩૧

અજ્ઞાનથી ઢંકાયલી જે બુદ્ધિ, અધર્મ તે ધર્મ છે એમ તથા બીજા સર્વ અર્થોને ઉલટા માને છે તે બુદ્ધિ, હે પાર્થ ! તામસી છે. ૩૨

યોગવડે વ્યભિચાર વગરની અચલિત એવી જે વૃત્તિવડે મન, પ્રાણ અને ઇંદ્રિયોની ક્રિયા ધારણ કરે છે, તે ધૃતિ, હે પાર્થ ! સાત્ત્વિકી છે. ૩૩

વળી હે અર્જુન ! જે ધૃતિવડે પુરુષ ધર્મ, કામ અને અર્થને ધારણ કરે છે અને પ્રસંગને લઇને ઇચ્છાવાળો થાય છે, તે ધૃતિ, હે પાર્થ ! રાજસી છે. ૩૪

यया स्वप्नं भयं शोकं, विषादं मदमेव च ।
न विमुंचति दुर्मेधा, धृतिः सा पार्थ! तामसी
सुखं त्विदानीं त्रिविधं, शृणु मे भरतर्षभ!।
अभ्यासाद्रमते यत्र, दुःखांतं च निगच्छति ३६
यत्तदग्रे विषमिव, परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्त-मात्मबुद्धिप्रसादजम् ३७
विषयेंद्रियसंयोगाद्, यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव, तत्सुखं राजसं स्मृतम् ३८

---

જે ધૃતિવડે સ્વપ્ન, નિદ્રા, ભય, શોક, વિષાદ અને મદને દુર્બુદ્ધિવાળો પુરુષ કદાચિત્ નથી છોડતો, તે ધૃતિ, હે પાર્થ! તામસી છે. ૩૫

વળી હે અર્જુન! હવે ત્રણ પ્રકારનાં સુખને તું મારાથી સાંભળ, જે સુખમાં પુરુષ અભ્યાસથી (ફરી ફરી) આનંદ કરે છે અને દુઃખના અંતને પામે છે. ૩૬

જે સુખ આરંભમાં વિષ જેવું પણ પરિણામે અમૃત જેવું છે, તે આત્મબુદ્ધિના (પોતાની નિર્મળ બુદ્ધિના) પ્રસાદથી ઉત્પન્ન થએલું સુખ સાત્ત્વિક કહેલું છે. ૩૭

જે સુખ વિષય અને ઇન્દ્રિયના સંયોગથી ઉપજેલું છે, જે આરંભમાં અમૃતના જેવું અને પરિણામે વિષ જેવું છે, તે સુખને રાજસ કહેલું છે. ૩૮

 ૨૨૭૯

यदग्रे चानुबंधे च,सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादोत्थं,तत्तामसमुदाहृतम् ॥३९॥
न तदस्ति पृथिव्यां वा, दिवि देवेषु वा पुनः ।
सत्त्वं प्रकृतिजैर्मुक्तं,यदेभिः स्यात् त्रिभिर्गुणैः४०
ब्राह्मणक्षत्रियविशां, शूद्राणां च परंतप ! ।
कर्माणि प्रविभक्तानि, स्वभावप्रभवैर्गुणैः ४१
शमो दमस्तपः शौचं, क्षांतिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं, ब्रह्मकर्म स्वभावजम्४२

જે સુખ આરંભમાં તથા પરિણામમા બુદ્ધિને મોહ ઉપજાવનારું છે તથા નિદ્રા, આળસ અને પ્રમાદથી ઉત્પન્ન થયેલું છે, તે સુખને તામસ કહેલું છે. ૩૯

પૃથ્વીમાં કે સ્વર્ગમાં અથવા તો દેવ લોકોમાં એવું એક્કે સત્ત્વ નથી કે જે આ પ્રકૃતિથી ઉત્પન્ન થએલા ત્રણ ગુણોથી મુક્ત હોય. ૪૦

**ચાર વર્ણોનાં ભિન્ન ભિન્ન કર્મો:-**

હે પરંતપ અર્જુન ! બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોનાં તથા શૂદ્રોનાં કર્મો સ્વભાવથી ઉપજેલા ગુણોવડે કરીને ભિન્ન ભિન્ન છે.

મનને તાબે રાખવું, ઈન્દ્રિયોને તાબે રાખવી, તપ કરવું, પવિત્રતા, ક્ષમા, સરળતા રાખવી, તેમ જ જ્ઞાન, વિજ્ઞાન જાણવું ને આસ્તિકપણું રાખવું એ બધા સ્વભાવથી થએલાં બ્રાહ્મણનાં કર્મ છે. ૪૨

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं,युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च, क्षात्रं कर्म स्वभावजम् ४३
कृषिगोरक्ष्यवाणिज्यं, वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म, शूद्रस्यापि स्वभावजम् ४४
स्वे स्वे कर्मण्यभिरतः, संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं, यथा विंदति तच्छृणु ४५
यतः प्रवृत्तिर्भूतानां, येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य, सिद्धिं विंदति मानवः ४६

શૂરવીરતા, તેજ, ધૃતિ, ચતુરાઇ તથા યુદ્ધમાંથી નાસી નહિ જવું,દાન અને ઈશ્વરભાવ-એ સ્વભાવથી થએલાં ક્ષત્રિયનાં કર્મ છે.

ખેતી, ગાયનું રક્ષણ અને પાલન અને વેપાર કરવો, એ સ્વભાવથી ઉપજેલાં વૈશ્યનાં કર્મ છે; તથા સેવા રૂપ કર્મ શૂદ્રનું સ્વભાવથી ઉપજેલું કર્મ છે. ૪૪

પોતપોતાના કર્મમાં તત્પર ( દક્ષ ) પુરુષ સારી રીતે સિદ્ધિને પામે છે. પોતાના કર્મમાં તત્પર પુરુષ જેવી રીતે સિદ્ધિને પામે છે તે રીતિ તું સાંભળ. ૪૫

જેનાથી ભૂતોની (પ્રાણી માત્રની) ઉત્પત્તિ થાય છે, જેનાવડે આ સર્વ વ્યાપ્ત છે, તે અંતર્યામી ઈશ્વરને પોતાના કર્મવડે આરાધીને મનુષ્ય (અંતઃકરણની) સિદ્ધિને પામે છે-તત્ત્વજ્ઞાન મેળવે છે. ૪૬

श्रेयान् स्वधर्मो विगुणः, परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म, कुर्वन्नाप्नोति किल्बिषम् ४७
सहजं कर्म कौंतेय !, सदोषमपि न त्यजेत् ।
सर्वारंभा हि दोषेण, धूमेनाग्निरिवावृताः ॥४८॥
असक्तबुद्धिः सर्वत्र, जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां, संन्यासेनाधिगच्छति ४९
सिद्धिं प्राप्तो यथा ब्रह्म, तथाप्नोति निबोध मे ।
समासेनैव कौंतेय !, निष्ठा ज्ञानस्य या परा ५०

---

સારી રીતે અનુષ્ઠાન કરેલા પરધર્મ કરતાં ગુણ વિનાનો સ્વધર્મ શ્રેષ્ઠ છે. સ્વભાવથી ઉત્પન્ન થયેલું કર્મ કરતો પુરુષ પાપને પામતો નથી. ૪૭

હે કુંતીપુત્ર અર્જુન! સ્વભાવથી ઉત્પન્ન થયેલું કર્મ દોષવાળું હોય તો પણ તે તજવું નહિ, કેમકે જેમ અગ્નિ ધુમાડાવડે ઢંકાયલો છે તેમ સર્વધર્મો, કર્મો કોઈ ને કોઈ દોષવડે ઢંકાયલાં છે.

સર્વ સ્થળે આસક્તિ રહિત બુદ્ધિવાળો, મનને વશ કરનારો, કોઈ પણ જાતની ઈચ્છા વિનાનો (નિઃસ્પૃહ) પુરુષ, સંન્યાસ વડે નિષ્કામકર્મ–વડે પ્રાપ્ત થતી પરમ સિદ્ધિને પામે છે. ૪૯

(આ પ્રકારે) સિદ્ધિ પામેલો પુરુષ જે પ્રકારે બ્રહ્મને પામે છે તે પ્રકારને અને જ્ઞાનની જે શ્રેષ્ઠ નિષ્ઠા–સ્થિતિ છે તે, હે કૌન્તેય! તું મારી પાસેથી સંક્ષેપમાં જ સમજી લે. ૫૦

बुद्ध्या विशुद्ध्या युक्तो, धृत्यात्मानं नियम्य च ।
शब्दादीन्विषयांस्त्यक्त्वा, रागद्वेषौ व्युदस्य च
विविक्तसेवी लघ्वाशी, यतवाक्कायमानसः ।
ध्यानयोगपरो नित्यं, वैराग्यं समुपाश्रितः ॥
अहंकारं बलं दर्पं, कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शांतो, ब्रह्मभूयाय कल्पते ५३
ब्रह्मभूतः प्रसन्नात्मा, न शोचति न कांक्षति ।
समः सर्वेषु भूतेषु, मद्भक्तिं लभते पराम् ॥५४॥

---

અત્યંત વિશુદ્ધ બુદ્ધિવાળો પુરુષ, ધૈર્યવડે શરીરાદિને નિયમમાં લાવીને તથા શબ્દાદિ વિષયોને ત્યજીને અને રાગદ્વેષને છોડી દઈને (બ્રહ્મના સાક્ષાત્કારને માટે સમર્થ થાય છે.) ૫૧

એકાન્ત સેવનારો, મિતાહારી, વાણી, શરીર અને મનને જીતનારો, નિત્ય ધ્યાનયોગમાં પરાયણ, અને વૈરાગ્યનો સારી રીતે આશ્રય કરી રહેલો પુરુષ (બ્રહ્મના સાક્ષાત્કાર માટે સમર્થ થાય છે). ૫૨

અહંકાર, બળ, દર્પ, કામ, ક્રોધ, પરિગ્રહ—એમને મૂકી દઈને નિર્મમ (મમતા વગરનો) અને શાંત પુરુષ બ્રહ્મના સાક્ષાત્કાર માટે સમર્થ થાય છે. ૫૩

બ્રહ્મરૂપ થયેલો ને પ્રસન્ન ચિત્તવાળો પુરુષ નથી શોક કરતો કે નથી ઇચ્છા કરતો; સર્વ ભૂતોમાં સમાનતા જોનારો પુરુષ પરા એવી મારી ભક્તિને પામે છે. ૫૪

भक्त्या मामभिजानाति, यावान्यश्चास्मि तत्त्वतः
ततो मां तत्त्वतो ज्ञात्वा, विशते तदनंतरम् ॥
सर्वकर्माण्यपि सदा, कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति, शाश्वतं पदमव्ययम् ॥५६॥
चेतसा सर्वकर्माणि, मयि संन्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य, मच्चित्तः सततं भव ॥५७॥
मच्चित्तः सर्वदुर्गाणि, मत्प्रसादात्तरिष्यसि ।
अथ चेत्त्वमहंकारात, न श्रोष्यसि विनंक्ष्यसि

જે પરિણામવાળો અને જે સ્વરૂપવાળો હું છું (મતલબ કે જેવો હું છું તેવો) એવા મને ભક્તિવડે જ્ઞાની પુરુષ તત્ત્વથી (જેવો છું તેવો) સાક્ષાત્કાર કરે છે. તે ભક્તિથી મને જેવો છું તેવો જાણીને ત્યાર પછી (દેહ પડ્યા પછી) મારામાં પ્રવેશ કરે છે. ૫૫

સર્વ કર્મોને હમેશાં કરતો છતો પણ મારે શરણે આવેલો પુરુષ મારી કૃપાથી શાશ્વત અને અવ્યય પદને પામે છે. ૫૬

ચિત્તવડે સર્વ કર્મોને મારામાં સમર્પણ કરીને, મારે પરાયણ એવો તું, બુદ્ધિયોગનો આશ્રય લઇને સર્વદા મારે વિષે મનવાળો થા. ૫૭

મારે વિષે મનવાળો તું સર્વ દુસ્તર કામ ક્રોધાદિની અડચણોને મારી કૃપાથી તરી જઇશ. પણ તું અહંકારથી મારું વચન નહિ સાંભળે તો નાશ પામીશ. ૫૮

यदहंकारमाश्रित्य, न योत्स्य इति मन्यसे।
मिथ्यैष व्यवसायस्ते, प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥
स्वभावजेन कौंतेय !, निबद्धः स्वेन कर्मणा।
कर्तुं नेच्छसि यन्मोहात्, करिष्यस्यवशोऽपि तत्
ईश्वरः सर्वभूतानां, हृद्देशेऽर्जुन तिष्ठति।
भ्रामयन्सर्वभूतानि, यंत्रारूढानि मायया ६१
तमेव शरणं गच्छ, सर्वभावेन भारत !।
तत्प्रसादात्परां शांतिं, स्थानं प्राप्स्यसि शाश्वतम्

અહંકારનો આશ્રય કરીને "હું યુદ્ધ નહિ કરું." એમ તું માનતો હોય તો તારો આ વ્યવસાય (હઠ) મિથ્યા છે, કેમકે તને તારો (ક્ષત્રિય) સ્વભાવ યુદ્ધમાં જોડશે. ૫૯

હે કૌન્તેય! સ્વભાવજન્ય (કુદરતી-નૈસર્ગિક) પોતાના કર્મવડે બંધાયલો તું મોહથી જે યુદ્ધ કરવાને ઇચ્છતો નથી, તે તું પરવશ થઈને પણ યુદ્ધ કરીશ. ૬૦

યંત્ર ઉપર બેસાડેલા પૂતળાની પેઠે સર્વ ભૂતો-(પ્રાણીઓ)ને માયાવડે ભ્રમણ કરાવતા ઈશ્વર, હે અર્જુન! સર્વભૂતોના હૃદયદેશમાં રહે છે. ૬૧

હે ભારત-અર્જુન! સર્વ ભાવવડે તે ઈશ્વરરૂપ શરણુ-ને જ પામ. તેની કૃપાથી પરા શાંતિને તથા શાશ્વત સ્થાનને તું પામીશ. ૬૨

इति ते ज्ञानमाख्यातं, गुह्याद्गुह्यतरं मया ।
विमृश्यैतदशेषेण, यथेच्छसि तथा कुरु ॥ ६३॥
सर्वगुह्यतमं भूयः, शृणु मे परमं वचः ।
इष्टोऽसि मे दृढमिति, ततो वक्ष्यामि ते हितम्
मन्मना भव मद्भक्तो, मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते, प्रतिजाने प्रियोऽसि मे ६५
सर्वधर्मान्परित्यज्य, मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो, मोक्षयिष्यामि मा शुचः

---

આ છાનામાં છાનું જ્ઞાન મેં તને કહ્યું, કાંઇ પણ બાકી ન રહે એવી રીતે એટલે પહેલેથી છેલ્લે સુધી તે જ્ઞાનને વિચારીને જેવી તારી મરજી હોય તેમ તું કર. ૬૩

સર્વથી અત્યંત ગુહ્ય એવા મારા ઉત્તમ વચનને તું ફરીને પણ સાંભળ; કેમકે તું મને અત્યંત વહાલો છે, તેથી તારા હિતને માટે હું ફરી ફરી તને કહું છું. ૬૪

મારે વિષે મનવાળો થા, મારો ભક્ત થા, મને પૂજનારો થા, અને મને નમસ્કાર કર. હું તારી પાસે સત્ય પ્રતિજ્ઞા કરું છું કે તું મને જ પામીશ, (કારણ કે) તું મને પ્રિય છે. ૬૫

સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને મારું એક શરણ લે. હું તને (યુદ્ધનાં) સર્વ પાપોથી છોડાવીશ. તું શોક ન કર. ૬૬

इदं ते नातपस्काय, नाभक्ताय कदाचन।
न चाशुश्रूषवे वाच्यं, न च मां योऽभ्यसूयति
य इदं परमं गुह्यं, मद्भक्तेष्वभिधास्यति।
भक्तिं मयि परां कृत्वा, मामेवैष्यत्यसंशयः ६८
न च तस्मान्मनुष्येषु, कश्चिन्मे प्रियकृत्तमः।
भविता न च मे तस्मा–दन्यः प्रियतरो भुवि ॥
अध्येष्यते च य इमं, धर्म्यं संवादमावयोः।
ज्ञानयज्ञेन तेनाह–मिष्टः स्यामिति मे मतिः ॥

તને કહેલું આ શાસ્ત્ર કદી પણ તારે [1]તપરહિતને તથા [2]અભક્તને તથા [3]શ્રદ્ધા વગરનાને અને [4]જે મારી અસૂયા (નિન્દા–અદેખાઈ) કરે છે તેને પણ કહેવા યોગ્ય નથી. ( ઉપદેશ કરવા યોગ્ય નથી.) ૬૭

મારામાં પરાભક્તિ કરીને, જે (ઉપદેશ આપનાર) પુરુષ આ પરમ ગુહ્ય શાસ્ત્રને મારા ભકતોમાં સ્થાપન કરશે, તે મને જ પામશે એમાં સંશય જ નથી. ૬૮

વળી મનુષ્યોમાં તે પુરુષ કરતાં વધારે કોઈપણ મને અતિશય પ્રીતિવાળો નથી અને થવાનો પણ નથી. તેમ જ તે પુરુષ કરતાં બીજો પૃથ્વીમાં મને વધારે વહાલો પણ નથી. ૬૯

અને જે પુરુષ આપણા બેની વચ્ચે ચાલેલા સંવાદરૂપ અને ધર્મરૂપ આ શાસ્ત્રનું અધ્યયન કરશે, તે પુરુષે જ્ઞાનરૂપી યજ્ઞવડે મને પૂજેલો છે, એ પ્રકારે મારો નિશ્ચય છે. ૭૦

श्रद्धावाननसूयश्च, शृणुयादपि यो नरः।
सोऽपि मुक्तः शुभाँल्लोकान्, प्राप्नुयात्पुण्यकर्मणाम्
कच्चिदेतच्छ्रुतं पार्थ!, त्वयैकाग्रेण चेतसा।
कच्चिदज्ञानसंमोहः, प्रणष्टस्ते धनंजय! ॥७२॥

अर्जुन उवाच।

नष्टो मोहः स्मृतिर्लब्धा, त्वत्प्रसादान्मयाच्युत!
स्थितोऽस्मि गतसंदेहः, करिष्ये वचनं तव ७३

संजय उवाच।

इत्यहं वासुदेवस्य, पार्थस्य च महात्मनः।
संवादमिममश्रौष–मद्भुतं रोमहर्षणम् ॥७४॥

---

શ્રદ્ધાવાન્ થઈને અને અસૂયા (ઈર્ષા) રહિત થઈને જે પુરુષ કેવળ આ શાસ્ત્ર સાંભળે છે, તે પણ મુક્ત થઈને પુણ્યકર્મ કરનારાઓના શુભ લોકને પામે છે. ૭૧

હે પાર્થ! તેં એકાગ્ર ચિત્તે આ મારું કહેલું સાંભળ્યું કે? અને હે ધનંજય! તારો અજ્ઞાનથી ઉપજેલો સંમોહ નાશ પામ્યો કે? ૭૨

અર્જુન બોલ્યા:—

હે અચ્યુત! આપની કૃપાથી મેં સ્મૃતિ મેળવી છે, તેથી મારો મોહ નાશ પામ્યો છે. સંદેહ વિનાનો હું સ્થિર થયો છું. આપનું વચન પાળીશ. (તમારા કહ્યા પ્રમાણે ચાલીશ.) ૭૩

સંજય ધૃતરાષ્ટ્રને કહે છે:—

એ પ્રમાણે મહાત્મા વાસુદેવ અને અર્જુનના અત્યંત વિસ્મયકારક અને રુંવાડાં ઉભાં કરે એવા સંવાદને મેં સાંભળ્યો છે.

व्यासप्रसादाच्छ्रुतवा–नेतद्गुह्यमहं परम्।
योगं योगेश्वरात्कृष्णात्, साक्षात्कथयतः स्वयम्
राजन्संस्मृत्य संस्मृत्य, संवादमिममद्भुतम्।
केशवार्जुनयोः पुण्यं, हृष्यामि च मुहुर्मुहुः॥
तच्च संस्मृत्य संस्मृत्य, रूपमत्यद्भुतं हरेः।
विस्मयो मे महान् राजन्!, हृष्यामि च पुनःपुनः
यत्र योगेश्वरः कृष्णो, यत्र पार्थो धनुर्धरः।
तत्र श्रीर्विजयो भूति–र्ध्रुवा नीतिर्मतिर्मम॥
इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे संन्यासयोगो नामाष्टादशोऽध्यायः॥१८॥

---

શ્રીભગવાન વ્યાસજીની કૃપાથી આ પરમ ગુહ્ય (જ્ઞાનભક્તિયુકત કર્મ) યોગને યોગેશ્વર શ્રીકૃષ્ણ સ્વમુખે કહેતા હતા ત્યારે મેં સાક્ષાત્ સાંભળ્યો. ૭૫

હે રાજા ધૃતરાષ્ટ્ર! શ્રીકૃષ્ણ અને અર્જુનની વચ્ચે ચાલેલા આ પુણ્યરૂપ અને અદ્ભુત સંવાદને સંભારી સંભારીને હું વારંવાર હરખાઉં છું. ૭૬

અને હરિના તે અતિ અદ્ભુત રૂપને સંભારી સંભારીને, હે રાજા! મને મોટું આશ્ચર્ય થાય છે અને તેથી વારંવાર આનંદ પણ થાય છે. ૭૭

જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ છે તથા જ્યાં ધનુષધારી અર્જુન છે, ત્યાં શ્રી, વિજય, ભૂતિ અને નીતિ ધ્રુવ (અચળ) છે, એવો મારો નિશ્ચય છે. ૭૮

મોક્ષયોગ નામનો અઢારમો અધ્યાય સંપૂર્ણ થયો.

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ, કોટ, મુંબઈ. ૧૦૦૦. ૨૬ : ૧૨ : ૩૯

विद्याधनं सर्वधनप्रधानम् । १ । लोभः पापस्य कारणम् । २ । परोपकाराय सतां विभूतयः । ३ । विद्यासमं नास्ति शरीरभूषणम् । ४ । चिन्तासमं नास्ति शरीरशोषणम् । ५ । संपत्तौ च विपत्तौ च महतामेकरूपता । ६ । सन्तोष एव पुरुषस्य परं निधानम् । ७ । नियतं कुरु कर्म त्वं । ८ । निःस्पृहस्य तृणं जगत् । ९ । यद्यदाचरति श्रेष्ठः, तत्तदेवेतरो जनः । १० । स्वधर्मे निधनं श्रेयः, परधर्मो भयावहः । ११ । धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे । १२ । तरति शोकमात्मवित् । १३ । ज्ञानं भारः क्रियां विना ॥ १४ ॥

બધાં ધનોમાં વિદ્યાધન મુખ્ય છે. ૧. અતિ લોભ પાપનું મૂળ છે. ૨, સજ્જનોની વિભૂતિ પરોપકારને માટે જ હોય છે. ૩. વિદ્યા સમાન શરીરનો કોઈ શણગાર નથી. ૪. ચિંતા સમાન શરીરને શોષનાર બીજું કોઇ નથી. ૫. મહાનજનો ચડતી કે પડતી દશામાં એકસરખા હોય છે. ૬. સંતોષ મનુષ્યનો પરમ ખજાનો છે. ૭. તારે તારૂં નક્કી થયલું કામ કરવું. ૮. ઇચ્છા વગરના મનુષ્યને જગત તણખલા સમાન છે. ૯. શ્રેષ્ઠ માણસ જેમ વર્તે તેમજ બીજા લોકો પણ વર્તે. ૧૦. પોતાનો ધર્મ પાળતાં મરવું એ કલ્યાણકારક છે; બીજાનો ધર્મ પાળવો એ ભયંકર છે. ૧૧. ધર્મની સ્થાપના કરવા સારુ હું યુગયુગમાં અવતરું છું. ૧૨. આત્માને ઓળખનાર શોક કરતો નથી. ૧૩. ક્રિયા વિનાનું જ્ઞાન ભારરૂપ છે. ૧૪.

# માધવબાગ ગીતા પાઠશાળાનો

# અઠવાડીઆનો કાર્યક્રમ



| | | | | |
|---|---|---|---|---|
| રવિવાર | સવારે ૮॥ | થી ૧૦ | (મું. સ.) | ઉપનિષદ્ |
| રવિવાર | સાંજે ૪ | થી ૫ | (મું. સ.) | ભક્તિરસાયણ |
| સોમથી શુક્ર | સાંજે ૬। | થી ૭। | (મું. સ.) | ગીતાજી |
| મંગળવાર | સવારે ૮ | થી ૯ | (મું. સ.) | બ્રહ્મસૂત્ર |
| બુધ, ગુરુ, શુક્ર | ,, ૮ | થી ૯ | (મું. સ.) | ઉપનિષદ્ |
| શનિવાર | ,, ૮ | થી ૯ | (મું. સ.) | યોગદર્શન |

**સ્ત્રીઓ માટે જુદા દાદર તથા જુદી બેઠક છે.**

મુદ્રકઃ—નટવરલાલ ઇચ્છારામ દેશાઈ, બી. એ. "ગુજરાતી" પ્રિન્ટીં-.
સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ.
પ્રકાશકઃ—વે. શા. સં. શાસ્ત્રી વૈજનાથ લક્ષ્મણ આઠવલે, સી. પી. ટૅંક રોડ
માધવબાગ, મુંબઈ નં. ૪.